ગૌમાતાની સેવા કરવાનો ઉત્તમ લાભ.

श्रीद्वारिकेशोजयति

# श्रीमद् गोस्वामी श्री १०८

# श्रीव्रजभूषणलालजी महाराजना

## यज्ञोपवित महोत्सवनुं कीर्तन.

( तेओश्रीना उत्तम चित्र साथे )

रचनार—मणियार. गोपालदास छोटालाल.

मणियारवाडो—वडनगर.

प्रसिद्ध करनार—मणियार. मोहनलाल छोटालाल.

वडनगर.

[ प्रत ३००० ] [ चतुर्थावृत्ति. ]

सन १९१९. वि० सं० १९७६,

न्योच्छावर सवाआनो.

उपरनुं मूल्य गायोना घासमां जवानुं छे.

श्रीसत्यविजय प्रीन्टींग प्रेसमां शा. सांकलचंद हरिलाले

छाप्युं. पांचकुवा, नवा दरवाजा—अमदावाद.

# અમારા તરફથી પ્રકટ થયેલાં પુસ્તકો.

૧ વિવિધ ધોળ તથા પદસંગ્રહ ભાગ ૧ લો (આવૃત્તિ ૩ જી) ૧—૦—૦
૨ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૨ જો ૦—' '—૧
૩ નિત્યનિયમના પાઠ તથા ધોળ ( આવૃત્તિ ૪ થી ) ૦
૪ શ્રી ગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત ( આવૃત્તિ ૨ જી ) ૦— —૦
૫ બ્રહ્મસંબંધ કાવ્ય ( આવૃત્તિ ૨ જી ) ૦—૬—૦
૬ શ્રીગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ ૧—૦—૦
૭ શ્રીકૃષ્ણસ્તોત્ર રત્નાકર ( સટીક ) ૦—૧૨—૦

( મુળ શ્લોક સાથે ગુજરાતીભાષાન્તર )

૮ ૮૪ વૈષ્ણવની વાર્તા ( ગુજરાતી ભાષામાં મોટા અક્ષરથી)૨—૦·
૯ શ્રી સર્વોત્તમ સ્તોત્ર.... ... ... ...
૧૦ શ્રી પુરુષોત્તમ સહસ્રનામ સ્તોત્ર (સટીક) —૪—૦

( મુળ શ્લોક સાથે ગુજરાતી ભાષામાં ભાષાન્તર )

૧૧ શ્રીમદ્ ભગવદ્ગીતા ( તત્વદીપિકા, અમૃત તરંગીણીના આશય સાથે. ) ... ... ... ... ૧—૮—૦
૧૨ શ્રી યમુના સ્તોત્ર રત્નાકર(મુળ શ્લોક સાથે ગુજરાતી ટીકા) ૦—૮—૦
૧૩ સ્વરૂપદર્શન ( આવૃત્તિ ૨ જી ) ૨— ·૦

( શ્રીગોસ્વામી બાળકોના સુંદર આર્ટ પેપર ઉપર છાપેલ ૯૦ ફોટાનો સંગ્રહ. )

૧૪ શ્રી ગોવર્ધનનાથજીનું પ્રાકટ્ય. ૦—૫—૦
૧૫ ષોડશ ગ્રન્થો વિસ્તૃત ટીકા સાથે ( આવૃત્તિ ૨ જી ) ૧—૦—૦

**લલ્લુભાઇ છગનલાલ દેસાઈ, ચંગપોળ, ખતરીપોળ-અમદાવાદ.**

---

नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी ॥
नाराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले ॥

# અર્પણ પત્રીકા.

શ્રીમદખંડભૂમંડલાચાર્યવર્ય શ્રીમદ્‌વલ્લભાચાર્યકુલદીપક શ્રીમદ્‌ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજનાં સ્વામી પરાયણા ગોસ્વામીનિ શ્રી ૧૦૮ શ્રીસૌંન્દર્યવંતાં વહુજી મહારાજ.

મુ૦ શ્રીકાંકરોલી.

માહાનુભાવ,

આપશ્રીએ સ્વામી પરાયણતાથી શ્રીમદ્‌ ગોસ્વામી શ્રીબાલકૃષ્ણ લાલજી મહારાજની ઇચ્છાનુસાર જે પૂર્વે ન થયેલો એવો શ્રીવ્રજભૂષણલાલજીબાવાનો યજ્ઞોપવિત મહોત્સવ તથા અનેક મનોરથો કરી જે મહાન્‌ પરાક્રમની કિર્તિધ્વજા ફરકાવી ઉદારતાથી જનાના હોવા છતાં લાખોનો ખર્ચ કરી વૈષ્ણવવૃન્દને જે અગણિતાનંદ આપી કૃતાર્થ કર્યા છે તેનું વર્ણન આ દીન સેવકની લેખીનીથી લખાવું અશક્ય છે. છતાં આપની કૃપા બળથી આ લઘુ ગ્રંથમાં જે ( આ લેખન ) કર્યું છે તે આપશ્રીના કર કમળમાં અર્પણ કરૂં છું તે સ્વીકારી આ દીન સેવકને કૃતાર્થ કરશો. એજ વિનંતી.

ભાદ્રપદ કૃષ્ણ ૫
સં. ૧૯૭૫

લી. દાસાનુદાસ.
ગોપાલદાસ છોટાલાલના
સાષ્ટાંગ દંડવત્‌ પહોંચે.

# પ્રસ્તાવના.

આનંદ! આનંદ! આનંદ! સર્વત્ર આનંદની છાયા પ્રસરી રહી છે. એવા વ્રજભૂમિ સમાનશ્રીકાંકરોલી ધામમાં શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવ્રજભૂષણલાલબાવાના યજ્ઞોપવિત મહોત્સવના આનંદની છટા અલૌકીકતામાં વધારો કરે છે.

લાખોનો ખર્ચો, મહાપ્રસાદની ટોકરીયોનો પાર નહિ, ગામમા દરેક ઘેર મહાપ્રસાદની રેલમછેલ સેવક વર્ગને સુવર્ણનાં કડાં ઇત્યાદિકની યોગ્યતા પ્રમાણે બક્ષીસ, વૈષ્ણવવર્ગને સર્વ જાતની ઉત્તમ સોઇ આટલુ બધું શ્રીમદ્ ગોસ્વામીનિ શ્રી ૧૦૮ શ્રી સૌન્દર્યવંતાં વહુજી મહારાજના કાર્ય કુશલતાની પ્રભુતાનો પ્રતાપ તે સીવાય આટલું મોટું કાર્યક્રમ નિર્વિઘ્ને પાર પડવું અન્યને અશક્ય હોય તેમાં નવાઇ નથી.

વળી મેવાડ ભૂમિકા, રત્નમણી, ક્ષત્રીકુલ શીરોમણી, રણધીર, સૂર્યકુળભૂષણ, અચળટેકી, વીવેક, વીર કેસરી, મહારાણા શ્રીફત્તેસીંહજીની કિર્તી જગેજગ વિખ્યાત છે. તેમણે યજ્ઞોપવિતના મહોત્સવ વખતે જે અપૂર્વ ગુરૂ ભક્તિનુ દિગ્દર્શન કરાવ્યું છે કે જેથી ધર્મ નિંદકના ગર્વ ગળી ગયા છે. ખરેખર મેવાડભૂમિ એવી પવીત્ર ભૂમિ છે કે જેની કુખે ગૌ બ્રાહ્મણનું રક્ષણ કરનારા મહાન્ વીર રત્નજ પાકે છે. તેથી મેવાડભુમીમાં જન્મ લેવા સ્વર્ગના દેવતા પણ લલચાય છે. સ્વર્ગમાં જેમ નંદનવન છે તેમ ભારતભૂમિનું નંદનવન મેવાડ છે. જ્યાંના મહારાણા પ્રજાનું સમ્પૂર્ણ પ્રીતિથી પાલન, તથા નિરાધારનું રક્ષણ તથા ગૌબ્રાહ્મણની પ્રતીપાળના કરી પોતાનો વખત અહરનીશ ધર્મ રાજ્ય કાર્યમાં ગુજારે છે તેથી સ્વયં પ્રભુ શ્રીગોવર્ધનધરણ તથા શ્રીદ્વારિકાધીશ જેમના રાજ્યમાં બીરાજે છે તેથી તેમનાં અહોભાગ્ય છે. પ્રભુ પાસે વિનંતિ કરી માંગુ છું કે હે પરમાત્મન્! એવા મહાન્ ગૌબ્રહ્મનું રક્ષણ કરવાવાળા નરેશને દીર્ઘાયુષ

આપશો કે જેથી ભારત ભૂમિનો અસ્ત થયેલો દીનકર પુનઃ ઉદય થઇ પૂર્ણ તેજથી પ્રકાશે.

આ હિન્દમાં ગૌ બ્રહ્મની પ્રતિપાળતા લેખાય છે.
પરતંત્રતામાં હિન્દ પણ તેથી સુખી દેખાય છે,
તેમ સતિ અતિ પતિવ્રત લઇ સેવા પતિની ચ્હાય છે,
પ્રત્યક્ષ તેનો દાખલો મેવાડમાં દેખાય છે.

પ્રસ્તાવના લંબાઇ જવાથી હવે હું મારી કલમને આટલેથીજ બંધ કરી આચાર્યશ્રીના ચરણકમલમાં મારૂં મસ્તક મુકી ભુલચુકની ક્ષમા ચાહું છું.

શરત પૂર્ણિમા.
સંવત ૧૯૭૫.

લી. સેવક, દાસાનુદાસ,
ગોપાલદાસ છોટાલાલના
જયશ્રીકૃષ્ણ.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ ગ્રન્થની પ્રથમ આવૃત્તિ ખપી જવાથી બીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે. પ્રથમ આવૃત્તિનો કુલ ખર્ચ શા. મોહનલાલ છોટાલાલે આપી અને તેના ઉત્પન્નના પૈસા ગાયોના ઘાસમાં આપવાનો લાભ ભગવદ્દઇચ્છાથી તેમણે લીધો છે. તેવીજ રીતે વડનગના પરીખ પુરુષોત્તમદાસ નરભેરામના પૌત્ર વ્રિજલાલ છોટાલાલ તથા અમૃતલાલ છોટાલાલે આ બીજી આવૃત્તિનો કુલ ખર્ચ આપી ગૌમાતાની ઉત્તમ સેવા બજાવી છે. જેના માટે આ સ્થળે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે. તેવી ગૌમાતાની સેવા બજાવનાર દ્દક્ત વૈષ્ણવોના જયશ્રીકૃષ્ણ વાંચશો.

લી૦ કર્તા.

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ ગ્રન્થની પ્રથમ આવૃત્તિનો કુલખર્ચ વડનગર નિવાસી શા. મોહનલાલ છોટાલાલે આપેલો હતો અને બીજી આવૃત્તિનો કુલખર્ચ પરીખ પુરૂષોત્તમદાસ નરભેરામના પૌત્ર પરીખ વ્રીજલાલ છોટાલાલ તથા અમૃતલાલ છોટાલાલ વડનગરવાળાએ આપી ગૌમાતાની ઉત્તમ સેવા બજાવી છે તેવીજ રીતે આ ત્રીજી આવૃત્તિનો કુલખચ મણી· આર. નહાનચંદ તુલસીદાસ વડનગરવાળા હાલ નવામાધવપુરા અમદાવાદનાએ આપી ગૌમાતાની ઉત્તમ સેવા માટે પોતાના શ્રી ગુરૂદેવ શ્રીવ્રજભૂષણલાલજી મહારાજને ભેટ કરી શ્રી ગુરૂ ભક્તિ દર્શાવી છે તેથી તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામા આવે છે.

આ પુસ્તક વાંચનાર વૈષ્ણવ બન્ધુઓને ઉક્ત વૈષ્ણવોના જય શ્રીકૃષ્ણ વાંચવા વિનંતી છે. લી. કર્તા.

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.



આ ચોથી આવૃત્તિનો કુલ ખર્ચ શ્રીવડનગરના શ્રીદ્વારકાધીશજીના મંદિરના અધિકારીજી શા. દલસુખરામ બુલાખીદાસ હાલ કંસારાચાલી—મુંબઇનાએ આપી ગૌમાતાની ઉત્તમ સેવા બજાવવાનો અલભ્ય લાભ લીધો છે જેથી તેમનો આ સ્થળે આભાર માનવામાં આવે છે.

આ પુસ્તક વાંચનાર વૈષ્ણવબન્ધુઓને ઉક્ત વૈષ્ણવના જયશ્રીકૃષ્ણ વાંચવા વિનંતી છે. લી. કર્તા.

॥ श्रीद्वारिकेशोजयति ॥

# यज्ञोपवित महोत्सवनुं किर्तन.

( રાગ—લગ્નનો તથા શોભા છપ્પન ભોગનીએ રાહ. )

જય જય બોલો શ્રીબાલકૃષ્ણલાલની, સ્મરણ કરી ગાઉં લીલાનિત્ય
રાખી ચરણે ચિત્ત, ધરી પુરણ પ્રીત, ઉપવિત લીલા નીરખીએ.
શ્રીવ્રજભૂષણલાલ સોહામણા, છોટા બાવા શ્રીવીઠુલનાથ.
શોભે બન્ને સાથ, રંગે રમે નાથ, ઉપવિત લીલા નીરખીએ.
જોડી રામકૃષ્ણ સમ શોભતી, સુંદરતાનુ વર્ણન નહિ થાય,
પ્રત્યક્ષ દેખાય, સંદેહ ન થાય, ઉપવિત. ૩
શ્રીમદ્ ગોસ્વામી બાળકો પધારીયા, યજ્ઞોપવિત ઉત્સવમાંહી
મનોહરતા તાંહી, વર્ણન કરૂં આંહી, ઉપવિત. ૪
તિલકાયત શ્રીગોવર્ધનલાલજી, સાથે લાલ શ્રીદામોદરલાલ
વિઠુલેશરાયજી બાળ, પધાર્યા કૃપાળ. ઉપવિત ૫
ગોસ્વામી શ્રીગોપેશ્વરલાલજી, સુંદરતાથી સ્વારી કરી લાલ,
પધાર્યા કૃપાળ, દયાના નીધાન, ઉપવિત. ૬
વડોદરેથી શ્રીગિરિધરલાલ પધારીયા. સાથે લાલ શ્રીવલ્લભલાલ
પધાર્યા કૃપાળ, દયાના નીધાન, ઉપવિત. ૭
રાજનગર શોભામાં સોહામણું, ત્યાંથી પધાર્યા શ્રીમધુસુદનલાલ
સાથે બાવાલાલ, શ્રીરણછોડલાલ, ઉપવિત. ૮
મુંબઇ શહેર અતિ વિખ્યાત છે, ત્યાંથી પધાર્યા શ્રીગોકુળનાથ.
લાલન ત્રણે સાથ, પધાર્યા શ્રીનાથ, ઉપવિત. ૯
બડા બાલ શ્રી ગિરિધરલાલજી, છોટા દિક્ષિતજી શ્રીગોપીનાથ

ત્રણે બાવા સાથ, ખેલે ખેલ નાથ ઉપવિત. ૧૦
સુરત શહેરથી શ્રીવ્રજરત્નલાલજી, ગોવિંદરાય શ્રીમધુસુદનલાલ
બન્નેલાલન બાળ, પધાર્યા કૃપાલ. ઉપવિત. ૧૧
કાશી ક્ષેત્ર અતિ રળીયામણું, ત્યાંથી પધાર્યા શ્રીમુરલીધરલાલ
ગૌઅન પ્રતીપાળ, સુંદર શોભા ભાળ. ઉપવિત. ૧૨
સંવત ૧૯૭૫ સાલમાં, વૈશાકસુદી પાંચમ રવિવાર,
શોભા અપરંપાર, પધાર્યા સહુ બાળ. ઉપવિત. ૧૩
ઉપવિત શ્રીવ્રજભૂષણલાલની, કાંકરોલી મહાશુભસ્થાન,
દ્વારકાધીશ ધામ, પુરે સહુ કામ. ઉપવિત. ૧૪
અક્ષય તૃતીયાનો દિન છે સોહામણો, રાજ્યાભિષેક લાલને થાય
ઉદેપુરરાય, તણા હાથે થાય. ઉપવિત. ૧૫
ગૌશાળામાં થુલી ખવરાવવા, હસ્તિ સ્વારિ કરીને નાથ,
શોભે જોડી સાથ, ચમર સેવક હાથ ઉપવિત. ૧૬
વિર ક્ષત્રિ કુળ ભૂષણુ રાજવી, પેદળ ચાલે ભાઈ બેટા સાથ,
મેવાડના નાથ, હસ્તિ પાછળ સાથ. ઉપવિત. ૧૭
ગાદી ઉપર લાલન બીરાજીયા, સામે બેઠા ઉદેપુરનાથ,
જોડી બંન્ને હાથ, સેવક સૌ છે સાથ. ઉપવિત. ૧૮
ગુરૂ ભક્તિ અલૌકિક દાખવી, ધર્મ વીર મહારાણા કહેવાય,
વાહ વાહ બહુ ફેલાય, આનંદ ન માય. ઉપવિત. ૧૯
સુદી ચોથ શનીવાર આવીયો, બ્રહ્મચારીવેષે લાલ થાય,
ગીતો ત્યાં ગવાય, મીઠો વાદ્યુવાય. ઉપવિત. ૨૦
ગ્રહશાન્તિનું કાર્ય શરૂ થયું, ભેગાપંડીત શાસ્ત્રી સોહાય
વેદો ત્યાં વદાય, વરણાગી ચડાય. ઉપવિત. ૨૧

વરણાગી શોભા અપરંપાર છે, લશ્કર ડંકા હસ્તીનો ન પાર,
બાળક ઘોડેસ્વાર, વાજાનો રણકાર. ઉપવિત. ૨૨
તિલકાયત શ્રીગોવર્ધનલાલજી, વરણાગી પાછળ ત્યાં સોહાય,
ચોઘોડા જોડાય, શીર છત્ર ધરાય. ઉપવિત. ૨૩
સુદી પંચમી શુભ દીન આવીયો, મંડપ બાળકોથી ત્યાં ભરાય
શોભા ન લખાય, કલમ ભુલી જાય. ઉપવિત. ૨૪
ચોતરે શ્રીગિરિધરલાલ બિરાજીયા, એમની ગોદીમાં શ્રી
વ્રજભુષણલાલ
વામનજી સમબાળ, લલાટ વીશાળ. ઉપવિત. ૨૫
જેમ વામનજી ભીક્ષા માગતા, વંશ પ્રહલાદના બળી પાસ
લાલે માગી ખાસ, અહીં રાણા પાસ. ઉપવિત. ૨૬
અગીયાર મોહોરો રાણા આપતા. જે ચાલતી પૂર્વની રીત.
રાખી ચરણે ચિત્ત, ધર્યું નિજવિત્ત, ઉપવિત. ૨૭
પછી શ્રીગોકુળનાથજી પધારીયા, લઈ બ્રહ્મચારીલાલને સાથ.
પધાર્યા તે નાથ, મંદિરમાં સાથ. ઉપવિત. ૨૮
બ્રહ્મસંબંધ શ્રીગિરિધરલાલે આપીયું, સન્મુખ શ્રીદ્વારિકા-
ધીશ સોહાય.
પછી દર્શન થાય, જય જય ત્યાં બોલાય, ઉપવિત. ૨૯
દર્શન રાણાને કરવા બોલાવીઆ, બીડુમાળા સ્વહસ્તે અપાય.
રાણા ખુશ થાય. નમન કરવા જાય, ઉપવિત. ૩૦
ધન્ય વીર માહારાણાજી ધન્ય છે, નમન ભક્તિથી કરવા જાય
જગત ગુણ ગાય, પ્રેમે લાગે પાય. ઉત્તમ કુળ ભાણુછે.૩૧
ધન્ય ધન્ય કિર્તિ સૂર્ય વંશની, ઝળકે જ્યોતિસમ ઇતિહાસ.

નમે ન કોપાસ, સહુ તેના દાસ, ઉત્તમ કુળ ભાણુ છે. ૩૨
ધર્મ રાજ્ય ખરૂં છે મેવાડમાં ગૌબ્રાહ્મનું રક્ષણુ થાય,
ગાયો ત્યાં પૂજાય, પ્રજા સુખી થાય, ઉત્તમ કુળ ભાણુછે. ૩૩
વીસ હજાર વૈષ્ણુવો જામિયા, ભીડ દર્શનમાં બહુ થાય,
પછી વેરાઇ જાય, દર્શન સૌને થાય. ઉપવિત. ૩૪
અગ્નિહોત્રનો હક્ક થયો લાલને, અગ્નિહોત્ર કરે તે જોવાય,
વૈષ્ણુવ સહુ હરખાય, લખ્યું ન લખાય. ઉપવિત. ૩૫
ધર્યા શણુગાર હરિને પુલના, અતિ ઉત્તમ દર્શન થાય,
વૈષ્ણુવ નહિ માય, પ્રેમે લાગે પાય. ઉપવિત. ૩૬
સુદી સાતમ ભોમવાર છે, શ્રીગોકુલનાથજી કરે છે વ્યાખ્યાન
આપે ઉત્તમ જ્ઞાન, કરૂં તેનું ધ્યાન, ઉપવિત. ૩૭
ન્યાય કુસુમાંજલી ઈશ્વર સિદ્ધિનું કર્યું શ્રીગિરિધરલાલે વ્યાખ્યાન
વૈષ્ણુવ સુણે કાન, રાખી બહુ ધ્યાન. ઉપવિત. ૩૮
સુદી આઠમને બુધવાર છે, કુંદવારો કરે શ્રીગોકુલનાથ.
સોળે બાળક સાથ, આરોગે ત્યાં નાથ. ઉપવિત. ૩૯
સુદી નોમ દશમ એકાદશી, ત્રણુ દિવસ મનોહર જાય,
ઉત્સવ બહુ થાય, ઉપરણુા અપાય. ઉપવિત. ૪૦
સુદી બારશ દીન છે સોહામણો, હય ગજ સ્વારિમાં નીકળી જાય.
અવાજો ત્યાં થાય. લશ્કરના કહેવાય, ઉપવિત, ૪૧
ડંકો વાગ્યો સ્વારિ ચઢી નાથની, ચાલી બાગ શ્રીવિઠ્ઠલ વિલાસ
સુખપાલ બે ખાસ, સ્વામિનીજી પાસ. ઉપવિત. ૪૨
ચરણે ચાલી બાળક સહુ પધારતાં, મેઘાડમ્બર છાયો ત્યાં ખાસ
કીરતનીયાજી પાસ, વાજાનો અવાજ. ઉપવિત. ૪૩

કેસરીઆ મંડલ બહુ હરખતું, ગાવે ઝાંઝ પખાંવજ સાથ,
રીઝાવે શ્રી નાથ, પ્રેમે જોડે હાથ. ઉપવિત. ૪૪

પ્રથમ મનોરથ કુલમંડલી તણા, દર્શન ખુલ્યાં અગિયારે સુમાર
ગરદિનો ન પાર, દર્શનની બહુ બહાર. ઉપવિત. ૪૫

સુદિ તેરશે હિંડોળે ઝુલતા, કેવળ કંચનનો બન્યો ખાસ,
ચાંદીના બે પાસ, ઝુલાવે છે આપ. ઉપવિત. ૪૬

કીર્તન હિંડોળાનાં થાય છે, સઘન ઘટા છાઈ ઘમઘોર,
પવન ઝકઝોર, કુંજન છબી ઓર. ઉપવતિ. ૪૭

જે જે ઋતુના મનોરથ થાય છે, તે તે ઋતુ પ્રત્યક્ષ દેખાય;
સંદેહ ન થાય, તુરત બદલાય. ઉપવિત. ૪૮

નૃસિંહ ચતુર્દશી ઉત્તમ જાણજો, પલનાં મનોરથ ઉત્તમ થાય
ઋતુ બદલાય, શ્રાવણ સમ દેખાય. ઉપવિત. ૪૯

સુદિ પૂનમને બુધવાર છે, નંદ મહોત્સવ મનોરથ થાય.
વાદળીઓ ઘેરાય, મીઠો વાયુ વાય. ઉપવિત. ૫૦

કંચન પલનામાં દર્શન ખુલીયાં ત્રણ વાગ્યા સુમારે ગણાય.
આનંદ ભયો થાય, નંદ ઘેર કહેવાય. ઉપવિત. ૫૧

મુખીયાજી બન્યા નંદરાયજી, માતા યશોમતિ શ્રી રણછોડલાલ
સાથે સરવે બાળ, ગૌઅન પ્રતિપાળ. ઉપવિત. ૫૨

દહિં હલધરનાં માટલાં ઉડતાં, બન્યા ગોપગ્વાલો ત્યાં અપાર.;
નાચે હદપાર, લુટે બહુ બહાર. ઉપવિત. ૫૩

બીજી પૂનમે શરદ સોહાય છે, ધર્યો મુકુટ શરદનો આજ,
ચંદ્રનો ઉજાસ, સફેદ ત્યાં સાજ. ઉપવિત. ૫૪

વ્રજ ભક્ત વસ્ત્રોથી શણગારીયાં, વલ્લભ કુલનાં બાળક સહુ સાથ

બીરાજ્યા શ્રીનાથ, જાણે રમે રાસ. ઉપવિત. ૫૫

સવારે વાદળ સહુ ઘેરાએલુ નહિ ચંદ્ર ઉગ્યાની ત્યાં આશ,
ઋતુ બદલી ખાસ, થયો ત્યાં પ્રકાશ. ઉપવિત. ૫૬

વદી એકમને શુક્રવાર છે, રથયાત્રાનાં સુખ ત્યાં લેવાય,
છ ઘોડા જોડાય, મનોરથ થાય. ઉપવિત. ૫૭

ઘોડા સાચા મોતીથી શણગારીયા, પીછવાઇ છે રત્ન જડાવ;
જરી ઝરકાવ, અતિ ગરકાવ. ઉપવિત. ૫૮

રાય સાગર છોળો મારતુ, જાણે આવી અશાડી બીજ;
થોડી થોડી વીજ, ઝીણી બુંદ ભીજ. ઉપવિત. ૫૯

અસ્વારિ ચઢી બડી ધૂમથી, હય હસ્તિ પગપાળા અપાર;
બાવા ઘોડેસ્વાર, ચાલે સહુ લાર. ઉપવિત. ૬૦

આતસબાજી તણો રંગ ઓર છે, તે તો જોવા સઉ કોઈ જાય
અતિ હરખાય. તમાસો ત્યાં થાય. ઉપવિત. ૬૧

આ સ્વારિ શ્રી દામોદરલાલની, કોટા ગાદીપતિની કહેવાય;
ગોદે બેઠા રાય, નમે સઉકો પાય. ઉપવિત. ૬૨

વદી બીજ દિવસ રળિયામણો, ખસખાનાની ઉત્તમ વાસ;
ઋતુ બદલી ખાસ, સૂર્યનો પ્રકાશ. ઉપવિત. ૬૩

શણગાર ધર્યા સરવે ફુલના, શેહેરો મુકુટ ચંદન વાઘા ખાસ;
ખસોના ત્યાં સાજ, પીછવાઇ છે પાસ. ઉપવિત. ૬૪

સિંઘાસનમાં કમળનું છે ચોકઠું, ચંદન બંગલો બન્યો સુખરાસ
ગુલાબોની વાસ, કમળ ખીલ્યાં પાસ. ઉપવિત. ૬૫

આરતિ સરવે બાળક ઉતારતાં, શયન પછી અનોસર થાય;
સજ્યાજી પધરાય, પવન મીઠો વાય. ઉપવિત. ૬૬

વરણાગી ત્રીજી ચઢી લાલની, ખર્ચ કરે શ્રીમધુસુદનલાલ;
હસ્તિ હય પાળ, સ્વારી કરે લાલ. ઉપવિત. ૬૭
વદી ત્રીજનો મનોરથ આઠમો, ચીરહરણલીલા કહેવાય;
ઝાડોની છે છાંય, ગોપી જળમાંય. ઉપવિત. ૬૮
ડાળપર શ્રીદ્વારિકાધીશ બીરાજીયા, જળ યમુનાનો ભાવ અપાર;
વસ્ત્રોનો ન પાર, હર્યાં નિર્ધાર. ઉપવિત. ૬૯
આરતિ ઉત્સવ તણી થાય છે, કરે બાવા શ્રીમુરલીધરલાલ;
દરશન દે પ્રેમાળ, સાથે બાવા લાલ. ઉપવિત. ૭૦
પુલના શૃંગાર ધર્યા છે શયનમાં, શણગારી શ્રીગિરિધરલાલ;
મુંબઇવાલા લાલ, ગૌઅન પ્રતીપાળ. ઉપવિત. ૭૧
વદી ચોથ મનોરથ ડોલનો, ઝુલે ડોલ શ્રીદ્વારિકાનાથ;
ઝુલાવે છે સાથ, બાવા નિજ હાથ. ઉપવિત. ૭૨
પવન ધૂળ ધૂળેટીની ઊડતી, તે તો ફાગણનો મહીમાય;
ઋતુ બદલાય, પવન થોડો વાય. ઉપવિત. ૭૩
ચંદ્રિકા મસ્તકે મોરપીછની, આભૂષણ છે મોતી શૃંગાર;
દરસન ખુલ્યાં બહાર, ગરદિનો ન પાર. ઉપવિત. ૭૪
અબીલ ગુલાલે ઘન ઘેરીયું, પીચકારી ઊડે ચહુ પાસ,
છાઇ ઘટા ખાસ, કુંજન કુલવાસ. ઉપવિત. ૭૫
હોરી હોરી કરી સઊ કુહતા, નાહ મોટા નાનાનો વિચાર,
ડફ઼ ઢોલની બહાર, અવાજ અપાર. ઉપવિત. ૭૬
છપ્પન ભોગ પાંચમ વદ ભોમનો, સામગ્રિ વર્ણન નહિ થાય,
ટોકરીયો ભરાય, નજર ન પહોંચાય. ઉપવિત. ૭૭
સામગ્રી બની ભાત ભાતની, તેનું વર્ણન મુખથી ન થાય,

લખ્યું શે લખાય, ગાયેશે ગવાય. ઉપવિત. ૭૮
સિંહાસન હટડીનું સાજીયું, તેમાં પધાર્યા શ્રીદ્વારિકાધીશ,
આરોગીને ઈશ, દ્રષ્ટી ચહુદિશ. ઉપવિત. ૭૯

હટડી ચાંદીની ઉત્તમ શોભતી, રૂડાં વ્રજ ભક્તો બાર છે પાસ,
સિંહો ગાયો ખાસ, કુંડાં ફુલનાં પાસ. ઉપવિત. ૮૦
મુકુટ કુંડલ હીરા જડાઉ છે, સુતરૂ કાછની પટકો જાણુ,
કેસરીયા પ્રમાણુ, કરૂં શું વખાણુ. ઉપવિત. ૮૧
પીછવાઈ સિંહાસન આઠ છે, આજુ બાજુ સોનેરી છે ઝીક
ઉદી તોઇ ઠીક, ખુટ્ટાવાળી ઝીક ઉપવિત. ૮૨

જાહેરનામું હજુરનું નીકળ્યું, છપ્પન ભોગનો લેજો અહીં પ્રસાદ
આજ્ઞા કરૂં ખાસ, પાલન કરજો દાસ. ઉપવિત. ૮૩

ત્રણ હજાર પાતળ ત્યાં પડી, વૈષ્ણવ હરખે પ્રસાદ લેવાય,
આનંદ બહુ થાય, મીઠા જલ પાય. ઉપવિત. ૮૪

વદી સાતમને ગુરૂવાર છે, વ્રજલીલા પીછવાઇ છે જાણુ,
ભારત ગૌરવ ભાણુ, ચીત્રોનું પ્રમાણુ. ઉપવિત. ૮૫
રબારી મનોરથ ત્યાં કરે, આરસ હિંડોળે હરખે ઝુલાય,
આરતી ત્યાં તો થાય, કંચનની કહેવાય. ઉપવિત. ૮૬
હિંડોળો ઊંચો નવ હાથનો, કેવળ નીરખી હરખ ન માય
લાગું પ્રભુ પાય, કરો શ્રીકૃપાય. ઉપવિત. ૮૭
પ્રભુ પાછા મંદીરે પધારીયા, સુખપાલની ઉત્તમ સોઇ,
રહે સૌ મોહી, સ્વારિ સુખ જોઈ. ઉપવિત. ૮૮
વદી દશમને રવીવાર છે, ઉત્તમ મનોરથ નાવમાં થાય,
જળ યમુના ભરાય, ખેલે નાવ માંહ્ય. ઉપવિત. ૮૯
દાણુ લીલાનો મહોત્સવ ત્યાં થયો, મંડપ પાછળ ગિરિરાજ સોહાય

દર્શન સૌને થાય, લખ્યો તે મહીમાય. ઉપવિત. ૯૦
ગિરિરાજ સુંદર ત્યાં શોભતા, કંદરામાં નહાર દેખાય,
કુંઝોની ત્યાં છાય, ગોપીજન સોહાય. ઉપવિત. ૯૧
સામે મટુકી લઇ ગોપીકા આવતાં, જાણે રોકાવે શ્રીદ્વારિકાનાથ,
ગોવાળોની પાસ, એવો થાય ભાસ. ઉપવિત. ૯૨
શૃંગાર મુકુટ હીરા તણો, હસ્તે ગ્રહી લકુટી નાથ,
લઇ નીજ હાથ, રોકે જાણે નાથ. ઉપવિત. ૯૩
ડંકો વાગ્યો ભાભીજી મહારાજનો, જેમણે કર્યા મનોરથ અપાર
ખર્ચાનો ન પાર, લુંટાવી બહુ બાહાર. ઉપવિત. ૯૪
જનાના હતાં તોપણ જેમણે, કિર્તિધ્વજા ફરકાવી ચહુંદીશ
મેવાડાધીશ, આધીન જેમને ઇશ. ઉપવિત. ૯૫
સુરનર મુનિવર જોવા તરસતા, એવા ઉત્સવ થયા અપાર,
શોભા અપરંપાર, પામે નહિ કો પાર. ઉપવિત. ૯૬
મહાપ્રસાદ લુટાવ્યો જેમણે, બક્ષિસ આપી સેવકને અપાર,
સેવક સૌ તૈયાર, નમે નર નાર. ઉપવિત. ૯૭
ડંકો વાગ્યો શ્રીવ્રજભુષણલાલનો, પૂરો થયો ઉપવિત મહીમાય.
પ્રેમે લાગી પાય, ઉપવિત ગુણ ગાય. ઉપવિત. ૯૮
ભાગ્યશાળીને દર્શન ત્યાં થતાં, અહીં ગાઇને કરોને આનંદ
ભજો નંદ નંદ, હસે છે જે મંદ. ઉપવિત. ૯૯
આ લીલા ગાયે સુણે પ્રેમથી, તેનું પ્રાયશ્ચિત દુર થઈ જાય
થાય કંચન કાય, પ્રભુ પદે જાય. ઉપવિત. ૧૦૦
પત્ર આવ્યો પ્રભુના ધામથી, લખ્યો દાસ મોહન મમભ્રાત,
નીરખી સાક્ષાત, હું તેથી અજ્ઞાત. ઉપવિત. ૧૦૧
ગદ્યમાંથી પદ્યમેં ઊતારીયું, મારૂં નામ છે દાસ ગોપાલ,

વૈષ્ણુવ જનનું બાળ, રાખો શ્રી સંભાળ. ઉપવિત. ૧૦૨
શ્રીસૌંદર્યવંતા ભાભીજી મહારાજને, પ્રીતે નમન કરૂં છું હું દાસ
દ્રષ્ટી રાખો ખાસ, તો તરશે આ દાસ. ઉપવિત. ૧૦૩
ટુક એકસો ચાર પુરી થઈ, ભુલચુક ક્ષમા કરજો આપ,
નિવારી મમ તાપ, દર્શન દેજો આપ. ઉપવિત. ૧૦૪

## ।। જે જે બોલો શ્રી બાલકૃષ્ણુલાલની ।।

### પદ.

પધાર્યા વૈષ્ણુવ જન તારવા,
પધાર્યા લાલ વ્રજભુષણુજી વૈષ્ણુવજન તારવા,
વહાલા અધમને ઉદ્ધારવા,
પધાર્યા લાલવ્રજભુષણુજી વૈષ્ણુવજન તારવા,
પધારી પાવન કીધું નગર આ,
શોભા નગરની વધારવા, પધાર્યા. ૧
શ્રીબાલકૃષ્ણુલાલજીના લાલ રૂપાળા,
બાળલીલાને દર્શાવવા, પધાર્યા. ૨
શ્રીવિઠ્ઠલનાથજી નામ મનોહર,
નયનો ભકતોનાં ઠારવા. પધાર્યા. ૩
શ્રીભાભીજી મહારાજનો પ્રભાવ છે ભારી,
વૈષ્ણુવજનને નીરખાવવા. પધાર્યા. ૪
યજ્ઞાપવિતમાં પ્રભાવ બતાવ્યો,
સામર્થ્ય સૌને નીહાળવા. પધાર્યા. ૫
જનાના હોવા છતાં પ્રભુતાથી,
લાખોનો ખર્ચો નીભાવવા. પધાર્યા. ૬
રાજન કે રાજા આપ પધાર્યા.

નીજ સેવકને સંભળવા. પધાર્યા. ૭
દાસ ગોપાળ કહે વિનતી વૈષ્ણુવની,
સુણી વિરહને વિદારવા. પધાર્યા. ૮

૫૯.

ખંમા ખંમા શ્રીવ્રજભૂષણુલાલને,
ખંમા ખંમા શ્રીવિઠ્ઠલનાથને.
પધાર્યા અમારી નગરી વિષે, હો દયાળરે. ખંમા. ૧
સાખી—પધારી પાવન કરી, આ નગરી આ દેશ;
બ્રહ્મસંબંધ આપીને, આપ્યો વૈષ્ણુવ વેષ.
અષ્ટાક્ષર મંત્રનું દાન દીધું (૨) હો દયાળરે. ખંમા. ૨
સાખી—શ્રીવલ્લભકુળ ભાણુ છો, કમળનયન સુખરાસ,
વૈષ્ણુવજનના હૃદયમાં, આપ કરો છો વાસ.
આપે ઉપદેશ આપી કૃતાર્થ કીધા (૨) હો દયાળરે. ખંમા. ૩
સાખી—મોરમુકુટને કાછની, મુરલી ધરી નીજ હસ્ત,
એવા શ્રીદ્વારિકાધિશપર, વારો જીવન સમસ્ત.
આપ સેવા કરીને શીખાવો પ્રભુ, (૨) હો દયાળરે. ખંમા. ૪
સાખી—આચાર્ય રૂપ ધારીને, આપ ફરો છો બહાર,
ભીતર અંતર્યામિથી, દોષો સહુ હરનાર;
એવા ઉપકારો કરો છો પ્રભુ, (૨) હો દયાળરે. ખંમા. ૫
સાખી—બદલો એ ઉપકારનો, વળે નહિ કો કાળ,
આત્યાંતિક સેવા થકી, ફક્ત વળે કો કાળ;
કૃપાદૃષ્ટિની વૃષ્ટિ પ્રભુ રાખો તમે, (૨) હો દયાળરે ખંમા. ૬
સાખી—દાસ ગોપાળની વિનતી, સાંભળજો હો નાથ,
હૃદય વિષે બિરાજજો, યુગલ જોડી સંગાથ;
સત્યબુદ્ધિની વૃદ્ધિ પ્રભુ આપો તમે,(૨) હો દયાળરે.ખંમા. ૭

# સ્વરુપ દર્શન.

[ આવૃત્તિ ૨ જી. ]

આ પુસ્તક શ્રીનાથજી આદિ સાત સ્વરૂપ, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, સાતલાલજી, આદિ ઘણા પ્રાચીન અને હાલ ભૂતળ ઉપર બિરાજતા ઘણા શ્રીગોસ્વામી બાળકોના ઉત્તમોત્તમ, સુંદર, દેદીપ્યમાન્, ચીત્રો મળી લગભગ ૮૦ સ્વરૂપના ચીત્રોનું એક સુંદર પુસ્તક યાને આલ્બમ સારા ઉંચી જાતના આર્ટપેપર ઉપર છપાવી મહાન્ ખરચે, અને અત્યન્ત પરિશ્રમે તૈયાર કરવામાં આવ્યું છે. આ પુસ્તકની પ્રથમાવૃત્તિ થયા પછી શ્રીમદ્‌ગોસ્વામી શ્રીગિરિધરલાલજી મહારાજ શેરગઢવાળાની આજ્ઞાનુસાર ને તેમણે કરેલી સૂચના મુજબ ખૂટતાં ચીત્રો મહાન્ ખરચે તૈયાર કરાવી પોતે બતાવેલા અનુક્રમ પ્રમાણે ચીત્રો ગોઠવી તૈયાર કરવામાં આવ્યું છે. જેથી દરેક વૈષ્ણવોએ આ પુસ્તક મંગાવી તેમાં આપેલાં ચીત્રજીનાં દર્શનનો લાભ લેવા ચુકવું નહિ. આ પુસ્તક સારી રીતે સાચવી શકાય માટે તેને સુંદર દેદીપ્યમાન્ સુશોભીત છીંટનું પાકું પુઠું કરવામાં આવ્યું છે. છતાં ન્યો. છાવર માત્ર નહી જેવીજ ફક્ત રૂ. ૨-૦-૦ બે રૂપીઆ રાખવામાં આવી છે.

**લલ્લુભાઈ છગનલાલ દેસાઈ.**

ચંગપોળ, ખતરીપોળ—અમદાવાદ.

આ પુસ્તક મળવાનું ઠેકાણું.

શ્રીકાંકરોલીમાં શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવ્રજભૂષણલાલજી માહારાજશ્રીની પાસેથી તથા તેઓશ્રીનાં કેટલાંક ગુજરાતમાં મુખ્ય મુખ્ય મંદિરોમાંથી ગૌમાતાની સેવામાં ૦)-૧ આપીને લેવું. કારણ ન્યોછાવરના બધા પૈસા ગૌમાતામાં જવાના છે.

# વૈષ્ણવ બન્ધુઓને વિનંતિ.



આ લઘુ ગ્રન્થમાં જે જે મનોરથ થયા તથા શ્રી ગોસ્વામી બાલકો પધાર્યાં હતાં, તેમનું વર્ણન કરવ આવ્યું છે. આ ગ્રન્થ મારા ભાઈ મોહનલાલ છોટાલ વડનગરવાલાએ શ્રીકાંકરોલીથી ઉપજ્ઞ લખ્યો. તે ઉપ લગ્નના રાગમાં રચવાની મને ઉત્કંઠા થવાથી બુદ્ધિ સાર રચીને મહારાજશ્રીને નિવેદન કર્યો ત્યારે તેઓ કૃપાળુશ્રીએ કૃપા કરી પ્રસન્નતાથી તે છપાવવા આજ્ઞા કરી તેથી વૈષ્ણવ બન્ધુઓના આગળ વાંચના હું રજુ કરી કૃતાર્થ થઉં છું, તેમાં ભુલચુક સુધારી વાંચવા કૃપા કરશો. આ પુસ્તકનું ન્યોચ્છાવર અમૂલ્ય સમજશો કારણ તે ન્યોચ્છાવરના બધા પૈસા આ આવૃત્તિના ગૌમાતાની ઘાસમાં જવાના છે.

લી. શ્રીવલ્લભી વૈષ્ણવ જનનો દાસાનુદાસ

ગોપાળદાસ છોટાલાલ

મણીઆરવાડો-મુ. વડનગર.

હાલ રવીવાર પેઠ, પુના.

વાસણની દુકાન.